ગદા પકડીને આખા બ્રહ્માંડમાં ચારે તરફ ફેરવે; (ટેક) (૯) કુબેરની સાથે ગુસ્સે થઇને તેમની પાસે રોકડા રત્નો માગે; (એવી રીતે) આખી દુનિયાને હેરાન કીધી, તેથી ત્રણે ભુવન (સ્વર્ગ, મૃત્યુ અને પાતાળ) નાં લોક તોબા તોબા પોકારે, (ટેક) (૧૦) દિશાના દેવોના હાથી ઓના દંતુશળ પકડીને તાણે; (ટેક) ને તેમની સૂંઢ પકડીને ફેરવે પણ તેમને કોઇ અટકાવી શકે નહિ, (ટેક) (૧૧) દરીઆમાં જઇને વિલાપ કરે અને લાતાલાતી રમે, (ટેક) સાતે સમુદ્ર એકઠા મેળવે અને તેથી મહા તોફાન થાય. (ટેક) (૧૨) એ નઠારી બુદ્ધિવાળા અને ઘણા પાપી રાક્ષસો ઋષિઓ સાથે દુશ્મનાઇ કરે; (ટેક) જ્યારે તેઓ મોટા ને જબરા થયા ત્યારે બ્રહ્માંડ (આકાશ) સુધી ઉંચા વધ્યા. (ટેક) (૧૩) મોટા પર્વત ઉંચા કરીને ચારે દિશાએ ફેરવે, (ટેક) અને જેમ ઝાડને ઊંટ વળગે તેમ આકાશને જીભથી ચાટે (ટેક) (૧૪) તેઓ મનમાં જરા બીક રાખે નહિ અને પોતે પોતાના ઘણા વખાણ (આપવડાઇ) કરે; (ટેક) આમ ધર્મનાં રસ્તા છોડી દઇને તેઓ પોતે પાપને રસ્તે ચાલે; (ટેક) (૧૫)

પાઠ ૨૪.

ભાવ્યો=ગમ્યો; પસંદ પડ્યો

મેહ=વરસાદ

દેવતા=દેવ

વીજ=વીજળી

આબુ=ગુજરાતની ઉત્તરમાં પર્વત છે

ગિરિરાજ=પર્વતનો રાજા, મોટા પર્વત

તિથિ=દહાડો; દિવસ

ટાણે=વખતે

ઘંટ=કાંસાની વગાડવાની ઘડિયાળ

દીપે=શોભે

આંખ ફાડી=ધ્યાન દઇ જોઇ

ઝૂકી=નમી; લચી

ઝૂંડ=જથ્થો; ટોળું

સ્વાદુ=સ્વાદવાળો

મિષ્ટ=મીઠો

વસે=રહે

ઝરે=વહે; નીકળે

ઝરણાં=ઝરણ; વહેળા

| | | |
|---|---|---|
| શીળો=ઠંડો; ટાઢો | ઓપે=શોભે;સારો દેખાય | જુક્તિ=તદબીર |
| સુગંધી=સારી વાસ; ખુશબો | વડાં=મોટાં | જણાવે=દેખાડે |
| વહે=જાય; ચાલે | દેવળ=દહેર | ધુણી=તાપણી |
| ફુલી=ખીલી | દેવ=પરમેશ્વરના અંશની મુર્તિ | ટેવો=અનુભવો; માનો |
| ફુલવાડી=જે વાડીમાં ફુલ થાય તે વાડી | બંગલા=વાડી વચ્ચે બાંધેલું ઘર | સ્થાન=ઠેકાણું, જગા |
| વાવ=પીવાના પાણીને માટે ખોદેલા કુવામાં ઉતરવાના પગથીઆ મુકયા હોય તેવો કુવો | પ્રસેવો=પરસેવો; પસીનો | ખ્યાત=પ્રખ્યાત; જાણીતી; નામીચી |
| | પરાં=આઘેનાં; દૂરનાં | દેવી=માતા |
| | પાસ=પાસે | અર્બુદા=આબુદેવી |
| | વેંત=વાર | કથા=વાત;હકીકત;ખીના |
| | | જોગ=લાયક |

જેમ આકાશમાં વરસાદ ચઢી આવ્યો હોય તેમ (આબુ પર્વત) આઘેથી જોતાં મનને ઘણો સારો લાગ્યો, તે પરના કુંડમાંનો અગ્નિ વીજળી જેવો દેખાય છ. (કુંડમાંનો અગ્નિ તે જાણે ચઢેલા વરસાદમાં વીજળીનો ચમકારો થાય તેવો દેખાય છે) એવો પર્વતનો રાજા (પર્વતમાં શ્રેષ્ઠ) આબુ આજે જોયો. (૧) શોભીતી પુનમની સાંજને વખતે જાણે સૂર્ય અને ચંદ્ર બે ઘંટ બન્યા હોયની ? કોઈ કહે કેવો દેવના હાથી જેવો (આબુ પર્વત) શોભી રહ્યો છે; (ટેક) કદાચ તમે ઉપર જઈને નિહાળીને (ધારીને) જુઓ. તો જણાશે કે ઝાડના જથાની ઘણી ઝાડીઓ નમી રહી છે, અને ત્યાં સ્વાદિષ્ટ મીઠો મેવો જોઈએ તેટલો મળે છે, (ટેક) ત્યાં વાઘ, વાંદરા, સિંહ અને હરણો રહે છે. અને ચોકખા પાણીનાં ઝરણો હંમેશાં વહે છે; ને ઠંડો અને સુગધીદાર પવન વાય છે. (ટેક) ત્યાં સારાં (ખુશબોદાર) ફુલોની

ફૂલવાડી ખીલી રહી છે, તેમજ ત્યાં આગળ કુવા, વાવ ને કુડ ઘણા શોભે છે; મોટાં દહેરાંઓમાં દેવોનો વાસ છે. (ટેક) ત્યાં બંગલા બંધાયા છે ને બજારો થયાં છે. વેપારીઓ સારો (ઘણો) વેપાર કરે છે. તેથી માલ લેનારને જેવો માલ લેવો હોય તેવો ત્યાં મળે છે. (ટેક) ત્યાં તેર ગાઉના ઘેરાવાના તળાવમાં ફરતા અગિઆર ગામના લોકો પીવાને પાણી લેવા આવે છે; ને જ્યાં જેઠ મહીનામાં પણ પરસેવો દેખાતો (થતો) નથી (કારણ કે પર્વતપર ઘણી ઠંડક રહે છે) (ટેક) અષાડ મહીનામાં છેટેનાં વાદળાં પાસે આવે છે, અને જતાં વારજ જોવાની ખુબી બતાવે છે; તે વખતે તમે વાદળાંને ધુણીનો ધુમાડોજ ધારો (સમજો) (ટેક) જેમાં જૈનનાં અને હિંદુનાં જુનાં દેવસ્થાનો છે, અને તેમાં પ્રખ્યાત અર્બુદા માતા છે; આ બધી વાત જાણવા લાયક અને કામની હોવાથી કહી છે, આ સારા છંદ દલપતરામ કવિએ બનાવ્યા છે.

પાઠ ૩૦.

સપુત=(સત્+પુત) સારો છોકરો

તેહને

સીધો મારગ=પ્રમાણિકપણે

અધર્મ=(અ+ધર્મ) પાપ;

ટાળે=દૂર કરે; મટાડે

સ્વજન=(સ્વ+જન) પોતાનાં માણસ; સગા વહાલાં; નોકર ચાકર વગેરે

દીન=ગરીબ

દુઃખડાં=દુઃખ; આફત

અરચીઆ=ભજ્યા

દામ=પૈસા

પરમારથ=(પરમ+અરથ)=પારકાનું ભલું

જોડે=મેળવે

ગર્થ=પઇસો

હરિ=પરમેશ્વર

અર્થ=માટે; વાસ્તે

ચાડી=ચુગલી

નવ=નહિ

અપયશ= (અપ+યશ= અપકીર્તિ; ગેરઆબરૂ

અવનિ=પૃથ્વી

અવતાર=જિંદગી

સમસ્યા=ઉખાણા; કોયડા; ઉત્તર મેળવવાને

સંકેતવાળી ભાષામાં કહેવું તે
ગોરી=સ્ત્રી
ગોખ=ઝરૂખો, માળનો આગળનો વધારેલો ભાગ
તળે=નીચે
નદીકેરે=નદીના
નીરે=પાણી ઉપર
નદી કેરે નીરે=નદીના પાણી ઉપર; નદીનું પાણી તેની ઉપર
તીરે=કાંઠે
ચોથ સવાયો=ચોથા ભાગનું સવાગણું
કચરે=કાદવમાં
અડીયાં=પહોંચ્યાં; મરી ગયાં
સેવાલ=શીલ
કામની=સ્ત્રી
છત=સીલકમાં
ચંપક વન=ચંપાના ઝાડ ઘણાં હોય એવું જંગલ
તમમાંથી=તમારામાંથી
બેય=બેઉ
ગણ=ગણતરી કર
સંદેહ=વહેમ; શક
શાસ્ત્ર=ગણિત શાસ્ત્ર
સાક્ષી=સાબિતી
દે=આપે
સાચ=સાચી

જે પ્રમાણિકપણે ચાલે, તે સારો છોકરો કહેવાય, જે પાપને દૂર કરે તે સારો છોકરો કહેવાય, જે પોતાના સગાંવહાલાંને સુખ આપે છે તે સારો છોકરો કહેવાય, જે ગરીબોનાં દુઃખો મટાડે તે સારો છોકરો કહેવાય, વળી જેણે પરમેશ્વરને હેતની ભજ્યા તેનું નામજ સારો છોકરો છે. શામળ કવિ કહે છે કે જેણે પારકાનાં ભલાંને માટે પૈસા વાપર્યા હોય તેજ સારો માણસ કહેવાય. (૧) જે વેપારથી પૈસા મેળવે તેજ સારો છોકરો કહેવાય, જે પ્રભુને નામે દાન કરતો હોય તેજ સારો છોકરો કહેવાય, જે ગેરઆબરૂથી બીતો હોય તેજ સારો છોકરો કહેવાય; જોતાં જેનામાં ઘણાજ સારા ગુણો માલમ પડે તેજ સારા છોકરાને સ્વર્ગમાં સુખ છે, શામળ કવિ કહે છે કે આ દુનિયામાં તે માણસની (જેને સપુત છોકરો હોય તેની અથવા સપુતની) જિંદગીને ધન્ય છે. મતલબ કે તેજ ખરેખરો જીવતો છે.

## ગણિત સમશ્યા. છપ્પા.

નીચે નદીનું પાણી તેની ઉપર આવેલા ઝરૂખામાં એક સ્ત્રી બેઠી હતી; તેનો મોતીનો હાર તૂટી ગયો અને તે નદીના કાંઠાપર જઇ પડયો, જરા વારમાં અર્ધાં મોતી પાણીમાં જઇને પડયાં. બધાં મોતીનો $\frac{૫}{૧૬}$ ભાગ અધો કાદવ અર્ધો કચરો એવામાં જઇને પડયાં; વળી છઠ્ઠા ભાગનાં મોતી લીલમાં ગબડી ગબડીને ગયાં અને તે સ્ત્રીના હાથમાં બે મોતી રહ્યા, ત્યારે કહો કે મોતી કેટલાં હતાં? **જવાબ**—સીલકમાં છન્નુ મોતી હતાં, તેના ચોથા ભાગનું સવાયું કરીએ એટલે ૩૦, અને છઠે ભાગે એટલે ૧૬, અને હાથમાં બે મળી ૪૮; પ્રથમના અર્ધા એટલે ૪૮ જળમાં ગયાં તે મળી કુલ મોતી ૯૬.

પક્ષીનાં બે ટોળાં આકાશમાં ઊડતાં ઊડતાં ચાંપાના વનમાં આવ્યાં તે સૌને (એક બીજાને) સારા ગમ્યાં (બે ટોળામાંથી) એક ટોળું બોલ્યું કે તમારામાંથી એક (અમારામાં) આવો, તો આપણે બંને ટોળાં (ટોળાંના પક્ષીઓ ) સરખાં થઇએ તેથી બધાનાં મનને સારાં લાગ્યા ત્યારે બીજું ટોળું બોલ્યું કે જો તમે અમને એક પક્ષી આપો તો અમે તમારાથી બમણા થઇએ. ત્યારે અમે પૂછીએ છીએ કે એ બંને ટોળામાં પક્ષી કેટલાં હતાં તે ગણીને કહો. **જવાબ**—એમાં વહેમ શો છે? શાસ્ત્ર (ગણીતજ) સાચી સાબિતી દે છે કે બધાં મળીને ૧૨ પક્ષી હતાં; એકમાં સાત અને બીજામાં પાંચ (પહેલું બોલ્યું તેમાં પાંચ અને બીજું બોલ્યું તેમાં સાત.)

પાઠ ૩૪.

અરજ=પ્રાર્થના; વિનંતી
અવિનાશી=(સં) અ=નહિ+વિ+નાશ+ઇ=વાળા)=જેનો નાશ નથી એવા પરમેશ્વર
દયાળ=દયાળુ
આશ=આશા; ઇચ્છા
લેશ=જરા
ઉદાસ=દીલગીર
ભેળાં=ભેગાં
નિરાશ=(સં) નિર=નહિ +આશ=આશા )=આશા વગરનો; નાઉમેદ
શુભ=સારા
કચાસ=ખામી; ખોડ
મતિ=બુદ્ધિ
સમાશ=સમાવેશ; મેળાપ
નિર્મળ=(સં) (નિર=નહિ+મળ=મેલ )=મેલ વિનાનો; ચોકખો
નિશદિન=રાતદહાડો
હંમેશાં
પસરે=ફેલાય
સુવાસ=સારી વાસ; આબરૂ
અંતર=મન
ઉજાસ=અજવાળું; નિર્મળપણું
આધાર=આસરો; ટેકો;
હાશ=નિરાંત; શાંતિ
કુધારે=ખરાબ રિવાજ; નઠારી રીતભાત

હે પરમેશ્વર વિનતી સાંભળો, હે નાશ વગરના પરમેશ્વર તમે અમારી પ્રાર્થના સાંભળો. અમે બાળક (ઓછી બુદ્ધિવાળા) છીએ, અને આપ તો દયાળુ છો, અમારી એક ઇચ્છા છે. (હે નાશ વગરના પરમેશ્વર.) અમે છોકરાઓ તો ઘણાએ ગુનાઓ કરીએ પણ તેથી તમે લગાર પણ દીલગીર થશો નહિ. (ટેક) અમે બધા વિદ્યા ભણવાને ભેગા થઇએ છીએ તેમાં તમે અમને નાઉમેદ કરશો નહિજ, (ટેક) અમે બધા સમજીને સારા ગુણ લઇએ કે જેથી જરા પણ ખામી રહે નહિ; (ટેક) સારા ગુણોની સાથે અમને સારી બુદ્ધિ આપો કે જેથી કરીને અમે બધામાં ભળી જઇએ, (ટેક) અને રાત દહાડો ચોકખા મનના રહીએ કે જેથી કરીને અમારી સારી આબરૂ ફેલાય; (ટેક) અમે મોઢેથી એવું માંગી લઇએ છીએ કે અમારા મનમાં જ્ઞાનનો પ્રકાશ થાય; (ટેક) આપની મદદ મળવાથી

મનમાં નિરાંત રહે છે. (ટેક) કોઇપણ વખત અમારામાં જડાપણુ નઠારી ચાલ રહે નહિ અને સુખ જતું રહે નહિ (કાયમ રહે) (ટેક)

પદ ધન્યાશ્રી.
નિધિ=ભંડાર
દયાનિધિ-દયાનો ભંડાર; પરમેશ્વર
અશરણ=આધાર વગરના; નિરાધાર
શરણુ=આધાર
અશરણુ શરણુ=આધાર વગરનાનો આધાર
વા'ર=મદદ
લીલા=ખુબી; શોભા
અકળ=સમજાય નહિ એવી; જાણી ન શકાય એવી
આકાર=મૂર્તિ; ઘાટ
જર=પૈસો
સકળ=સઘળી; બધી
વિકળતા=ગભરામણુ; મુંઝવણુ
ટાળી=મટાડી; દૂર કરી
વીખ=ઝેર
વાર=અટકાવ
બાનુ=નામ; નિમિત્ત
પત=ટેક
પતિતોદ્ધાર=(સં)(પતિત=પાપી+ઉદ્ધાર)=પાપીને તારનાર; પરમેશ્વર
અભય=બીક વગરનું
અચળ=ચળે નહિ એવું; કાયમ
યાચું=માગું; જાચું
વારંવાર=વારે ઘડીએ
તારી=ઉગારી; બચાવી
પાર=છેડો
લહું=મેળવું
વિસ્તાર=વિશાળપણું; આત્માનુ મોટાપણું
પદ=પદવી

હે દયાના ભંડાર (પરમેશ્વર) તું મારો આધાર છે મને તારો એકલાનોજ આશરો છે. તારૂં સારૂં નામ નિરાધારનો આધાર છે માટે તું મને મદદ કર. (ટેક) હું જયાં જોઉં છું ત્યાં તારી ઘણીજ ખુબી જણાય છે. અને તારી શકિત ને રૂપ સમજી શકાય નહિ એવાં છે. (ટેક) આ દુનિયાના માણસોનું હેત રૂપને લીધે કે રંગને લીધે કે પૈસાના લોભને લીધે છે. (ટેક) તું સઘળી ગભરામણુ મ ટાડી દઇને ઝેર રૂપી વિષયો (શબ્દ, સ્પર્શ, રૂપ. રસ, અને ગંધ) થી દૂર રાખ. (ટેક) હે પાપીઓના તારનાર ધણી તું હેતથી તારા નામનો ટેક રાખ- (ટેક) તારૂં બીક વગરનું અને ચળે નહિ એવું (કાયમનું) સારૂં ઠેકાણું (પદ) હું હરઘડી માગું છું. (ટેક) જો કે તું

ઇનસારી છે છતાં પણ અમને માફ કરી (આ દુઃખરૂપ સંસારમાં-થી) ઉગારીને પાર ઉતાર. મતલબ કે જન્મ મરણનો ફેરો ટાળ. (ટેક) કહાન કવિ કહે છે કે હું તને પસંદ પડતાં કામ કરીને આત્માની મોટાઇ મેળવું. (ટેક)

**શિખરણી.**

પરેશ=પરમાત્મા; મોટા ધણી; પરમેશ્વર
વિશ્વેશ=વિશ્વનો સ્વામી; પરમેશ્વર
અકલિત=સમજાય નહિ એવી
ગતિ=શક્તિ
હિત યે=લાભ માટે
જગપતિ=જગતનો ધણી; પરમેશ્વર
ભારી=મોટું [જોઇ
નિરખી=ધારી ધારીને
મથી=મહેનત કરી
મથામથી=મહેનત કરી
શો=કેવો
દીસે=દેખાય
જળનિધિ=પ્રાણીનો ભંડાર; સમુદ્ર
નૃત્ય=નાચ
તરંગો=મોજાં
મધુર=મીઠાં
સૂર=અવાજ
આલપતો=ગાતો
ઝૂકી=નમી; લચી
લહેર=સપાટો; સુરખી
નમન=નમસ્કાર
પ્રતિ=તરફ
રમણાં=ખુશકારક; શોભિતાં
દર્શાવે=દેખાડે; બતાવે
કળા=યુક્તિ; તદબીર
મણા=ખામી; ખોડ
વ્યાઘ્રો=વાઘ
ગર્જન=ગર્જના
ઘોર=ભયંકર; બિહામણી
ભયભીત=ભયંકર; બિહામણી
અગણિત=અસંખ્ય
વિરાજીત=શોભિતા
જંતુ=જીવડાં
વૃક્ષ=ઝાડ
દીપસમ=દીવા જેવા
તરૂવર=મોટાઝાડ
મઢી=જડી
પોકારી=બુમો પાડી
કે'=કહે
વડી=મોટી

હે ! મોટા ઇશ્વર, હે ! બ્રહ્માંડના સ્વામી તારાં નામ અને શક્તિ સમજાય નહિ એવાં છે. હે જગતના ધણી (પરમેશ્વર તેં આ બધું માણસના સુખને માટે બનાવ્યું છે; તારાં ભારે કામ જોઇને

માણુસો (કામ સમજવાને) મહેનત કરી કરીને આથા ખસે છે, તારા ગુણો ગાવાને માટે માણસની બુદ્ધિ જરા પણ ચાલતી નથી (મતલબ કે તારા ગુણોની ગણતરી કરવાની શક્તિ માણસમાં નથી) (૧) અહો ? આ સમુદ્ર કેવો મોટો નાચ કરતો (હાલતો) જણાય છે મોજાંઓ ઉછાળીને જાણે મીઠા અવાજથી ગાતો હોયની ? બાગો અને વાડીઓમાં ફળ અને ફૂલથી ડાળીઓ ઘણી નમી રહેલી છે, તે જાણે પવનના સપાટાથી પરમેશ્વરને નમતી હોયની ! (૨) ખુશકારક પક્ષીઓ વારંવાર મધુરૂં ગાઇને ખુશ થાય છે વળી વાઘો અને સિંહો ભયંકર અવાજ કરીને ફરતા, તથા પાસેના પહાડ ફરીને ભયંકર શબ્દો કરતા, (પડઘા પડતા) તે એમ બતાવી આપે છે કે પરમેશ્વરની સમજાય નહિ એવી કળામાં કાંઇ પણ ખામી નથી. (૩) દીવાબત્તીને વખતે જોતાં ઊડતાં શોભિતા અસંખ્ય ઝીણાં જીવડાંઓ ઝાડપર દીવા જેવાં (ચળકતાં) દેખાય છે તે ચળકે છે તેથી જાણે મોટાં ઝાડો શું હીરાથી જડી લીધાં હોયની ! માણસો બુમ પાડી (આશ્ચર્ય પામીને) કહે છે કે અહા ! પરમેશ્વરનું કામ કેવું મોટું છે ! (૪)

| પાઠ ૩૮. | પાલતા=ચાલતા | ધૈર્યવાન |
|---|---|---|
| શ્રી=સારા, શોભાયમાન | લીલા=વિલાસ; ક્રીડા | પર્ણકુટી=છાલ ડાળાંની |
| રઘુવીર=રામચંદ્રજી | નૌતમ=નવીન | ઝુંપડી |
| રઘુ=એક કુળનું નામ | રંગ=મજા | વૃંદ=જથો; ટોળું |
| વિરાજતાં=શોભતાં | નિર્મળ=પવિત્ર; ચોકખું | જાઇ, જુઇ=ફૂલના વેલા |
| સંગે=સાથે | મઠ=આશ્રમ | |
| કુળનો ધર્મ=બાપદાદાથી | છાઇ=છવાઇ આવી | મકંદ=એક જાતનું ઝાડ |
| ચાલતો ધર્મ | ધીર=ધીરજવાળા | ખટપદ=ભમરો; |

ગુંજે=બોલે;
મધુરમકરંદ=મીઠાં ફૂલનો રસ; મધ
ચંપક=ચંપાનું ઝાડ
હિંડોળા=હિંચકા
કરેણી=કરેણીનાં ફૂલનું ઝાડ
આંબાસાખ=આંબાપરજ પાકપર આવેલી કેરી
જામફળી=જમરૂખી
કદળી=કેળ
મંડપ=માંડવો
લટકે=ઝૂલે; લબડે
લૂમી=લૂમ; ઝુમખા
દ્રાક્ષ=દરાખ
નારિકેળ=નાળિએર; શ્રીફળ
જંબીર=જાંબુ
ફણસ=ચાંપાનું ઝાડ
ફોફળી=સોપારણ
સીતાફળી=સીતાફળનું ઝાડ

શતપત્રી=સો પાંદડાંની વેલી
કુંદ=એક જાતનો છોડ
મસમસતો=મઘમઘતો
મેંકે=મહેકે; સારી વાસ આપે
ફુલ્યાં=ખીલ્યાં
અપાર=ઘણાં
તરૂ=ઝાડ
શોહામણા=શોભતા
બક=બગલો
પરાવત=કબુતર
મૃગ=હરણ
કારંડવ=બતક
ચાતક=બપૈયા
ચકોર=એક જાતનું પક્ષી
કોકિલ=કોયલ
કપોત=હોલો
ખંજન=એક જાતનું પક્ષી
આદે=આદી; વગેરે
લલિત=સુંદર

વિહંગ=પક્ષી; પંખી
ભૂમિ=જમીન
કળા કરવી=પીછાં ઉંચા પહોળાં કરવાં તે
જય જય=જે જે
ખગ=પક્ષી
ભીલડી=ભીલની સ્ત્રી
જૂથ=ટોળું
વનફળ=વનમાં થતાં ફળ
પડીઆ=દડીઆ
જનકસુતા=જાનકી; જનક રાજાની પુત્રી; સીતા
રૂપ=કાંતિ
ચકિત=દિંગ
સૌમિત્રિ=સુમિત્રાનો પુત્ર; લક્ષ્મણ
આરોગાવી=ખવડાવી
વળતાં=પછી
ગ્રાસ=કોળીઓ
ગ્રાસ કરે=ખાય

પંચવટીમાં શોભાયમાન રામચંદ્રજી રહેતા હતા, તેમની સાથે

સીતા અને લક્ષ્મણ હતા. તે સેવા કરતાં હતાં. એમ સૌ પોતપોતાના ધર્મ પ્રમાણે ચાલતાં અને હંમેશાં નવીન મઝા અને વિલાસ કરતાં હતાં, પંચવટીમાં શોભાયમાન રામચંદ્રજી રહેતા હતા. (૧) તેની (પંચવટીની) પાસે ગોદાવરી નદીનું પવિત્ર પાણી વહે છે. અને ઠેકાણે ઠેકાણે ધૈર્યવાન ઋષિઓના આશ્રમો આવી રહ્યા છે, ઝુંપડીની પાસે સીતાજીએ વાડી બનાવી હતી, અને તેમાં તુળશીના છોડના જથા વાવ્યા હતા; તેમાંના ફૂલનો મીઠો રસ-મધ ભમરાઓ ચૂસતા અને ગુંજાવર (અવાજ) કરતા; (ટેક) (૨) વળી તેમાં (વાડીમાં) ગુલાબ, ચંપો, ડમરો, ચંપેલી અને માલતી હતાં, કરેણી અને આંબા પર પાકવા આવેલી કેરી (પવનથી) હાલતી હતી, અને જમરૂખી, દાડમડી, નારંગી, અને કેળ પળ હતી તેમજ દરાખના માંડવા ઉપર તેની લૂમો લચી રહી હતી; (ટેક) (૩) વળી તેમાં નાળિએરી, જાંબુડી, ફણસ અને સોપારણુ તેમજ સીનાફળ. શતપત્રી, કુંદ, કલ્હારના ઝાડ હતાં; કેવડા ચારે તરફથી સારી વાસ આપતા હતા, એમ જાત જાતનાં ઘણાં ફૂલો ખીલ્યાં હતાં. (ટેક) (૪) ઝાડોપર બગલા, કબુતર ચકવા ચકવી, હંસ, ચકોર, બપૈયા, કોયલ, હોલા, ખંજન, બતક, વગેરે સુંદર પક્ષીઓ અને જમીનપર હરણ વગેરે પશુઓ મધુર અવાજ કરતાં હતાં. (ટેક) (૫) જમીન ઉપર મોર કળા કરીને નાચતા હતા, અને મેના તથા પોપટ જયરામ જયરામ બોલતાં હતાં; શોભિતાં પક્ષીઓ સારા મીઠા શબ્દો બોલતાં હતાં, એવાં પક્ષી અને હરણોને જોઇને સીતાજી મનમાં ખુશ થતાં હતાં, (ટેક) (૬)

### સારંગ.

રામ પંચવટીમાં રહ્યા છે અને તેમના દિવસ ખુશીમાં જાય છે;

લક્ષ્મણ અને સીતાજી રામચંદ્રની સેવા હોંસથી કરે છે. (૧) ભીલડીઓનાં ટોળા મળીને સીતાજીને જોવા આવે; અને જાત જાતના વનમાં થતા ફળના તથા મેવાના દડીઆ ભરી ભરીને લાવે (૨) સીતાજીની વાડીમાં હરણોનાં ટોળાં ચરવા આવે, અને તે (ટોળાં) બધાં સીતાજીની કાંતિ જોઇને ત્યાં દિંગ થઈ જાય. (૩) હંમેશાં લક્ષ્મણ ફળ લાવીને સીતાજીની પાસે મુકે, અને (સીતાજી) શ્રીરામને (ફળ) ખવડાવીને પછી પોતે ફળ ખાય. (૪)

## પાઠ ૪૪.

## હિતનાં વચનો.

હિત=ભલું
બધિર=બહેરો
સ્વાધીન=તાબે;વશ
સમ=સરખો; જેવો
સારૂં=મીઠું;મધુરૂં
ગૂંગ=મૂંગો
નીત=હંમેશાં
પરઉપકારી=પરોપકારી
ધીર=ધીરજવાળો
રણે=લડાઇમાં
નિર્ભય=નીડર;બીક વગર
ભારી=ઘણા
મનનો સુખી=સંતોષી
સ્તુતિ=વખાણ; તારીફ
ખતા=ઠોકર
પીઠપાછળ=ગેરહાજરીમાં
અનાદર=તિરસ્કાર, તુચ્છકાર
કાળે=વખતે; સમયે
દશા=હાલત; અવસ્થા; સ્થિતિ
સહી=નક્કી; નિશ્ચય
હિતુ=ભલું ઇચ્છનાર; હિતેચ્છુ
શીખ=શિખામણ
ભાષણ=વાક્ય; બોલ
નેય=નેપણ
હિતકાર=ભલું કરનાર
છાની=ગુપ્ત, છુપી
સાચ=સાચો; ખરો
સ્નેહી=પ્રીતીવાળો
આમદાની=આવક;પેદાસ
સાવધ=હોશિયાર
વહેવારે=વ્યવહારમાં; ખરી રીતે
શરમ=લાજ
હાનિ=નુકશાન
હોરી લેછે=ખમે છે
વારતા=વાત; શિખામણ
પતે=પતી જાય; મટે
ઘર મેળે=માંહોમાંહે
કાજી=ન્યાયાધીશ
કો=કોઇનું
સર્વથા=સર્વ પ્રકારે બધી [રીતે
વૈરભાવ=દુશ્મનાવટ
કથા=વાત

| | | |
|---|---|---|
| ડોકી બા'ર ન કાઢી= આગેવાન ન થવું | પૂરૂં=સમાપ્ત, ખલાસ હાથ ધાલવો=શરૂ કરવું | વિચાર=અભિપ્રાય; મત આલવો=આપવો |

ભલાને માટે કહીએ તે સાંભળે નહિ (મનમાં રાખે નહિ) તેને બહેરા જેવો જાણવો; જે માણસ ગુસ્સાને તાબે થાય (ગુસ્સો કરે) તેને આંધળા જેવો સમજવો. (૧) જે માણસ મધુરૂં બોલી જાણતો નથી તેને ગુંગા જેવો સમજવો. સારૂં માઠું નહિ સમજતો હોય તેને ઢોર સમજીને કાઢી મૂકવો. (૨) જે હંમેશાં પારકાનું ભલું કરનારો છે તેનેજ મોટો (માણસ) સમજવો; જે લડાઇમાં ઘણો નીડર છે; તેનેજ ધીરજવાળો માનવો. (૩) જે માણસ પૈસા, જુવાની ને ઉંમર પર ભરોસો રાખતો નથી; તેનેજ ડાહ્યો ને સંતોષી સમજવો. (૪) આપણા વખાણ સાંભળીને ભોળાઇને છેતરાવું નહિ કારણકે મતલબને માટે લુચ્ચા લોકો ઘણું જુઠું બોલે છે. (૫) કોઇ આપણી બદબોઇ કરે તો તે સાંભળીને લડવું નહિ; કારણકે જે નીચ માણસ હોય તે આપણી ગેરહાજરીમાં જુઠું બોલે છે. (૬) કોઇને ગરીબ જોઇને તેનો તિરસ્કાર કરવો નહિ, કારણકે કોઇ વખતે આપણા પણ એવા હાલ નક્કી થાય. (૭) ભલું ચાહનાર માણસની શિખામણનું વાક્ય કડવું હોય છે ખરૂં, તોપણ તે ભલું કરનાર છે માટે તેમની સાથે દુશ્મનાઇ શા માટે કરવી ! (મતલબ કે દુશ્મનાઇ કરવી નહિ (૮) આપણી ગુપ્ત વાત હોય તે કોઇને વિશ્વાસ રાખી કહેવી નહિ. પણ જે આપણો ખરો પ્રીતિવાળો હોય તો તેને ભરોસે નક્કી કરવી. (૯) લોકો ઉપજ અને ખર્ચ લખવામાં હોશિયાર રહે છે; પણ જે વહેવારમાં (આપ લેના સંબંધમાં શરમ રાખે છે તે નુકશાન ખમે છે. (૧૦) બાળકો પાસેથી પણ ડહાપણની વાત શીખી લેવી ,જ્યાં સુધી કજીઓ

ઘેર મેળે પતે ત્યાં સુધી ન્યાયાધીશ પાસે જવું નહિ, (૧૧) મુએલા માણસનું નક્કી કોઈ દિવસ પણ ભુંડું બોલો નહિ: કોઇની સાથે લડાઇ રાખવી નહિ અને કોઇની છાની વાતો ઉઘાડી પાડવી નહિ. (૧૨) ગજ્યું આવાને માટે જીભને ઘણો મહાવરો પાડવો નહિ (મતલબ કે ગજ્યું આવાની ઘણી ટેવ રાખવી નહિ.) બીજાનો કજીઓ માથે લેવાની આગેવાની કરવી નહિ. (૧૩) એક કામ પુરૂં થાય ત્યાર પછીજ બીજું કામ શરૂ કરવું; બે જણની વાતમાં ત્રીજા માણસે (આપણે) (સમજ્યા વગર) તરત અભિપ્રાય આપવો નહિ.

## પાઠ ૪૮.

કાક=કાકડા
પપૈયા=ચાતક; બપૈયા
ઝંખે=જોવાને ઇચ્છે
પીયુ પીયુ=પાણી પાણી
વડશાખા=વડની ડાળીઓ; વડના ટાંટા
ટૌકાર=મધુર અવાજ
ઢેલ=મોરની માદા
વીણે=ચાટે
પલાશ=ખાખર
કોયલડી=કોયલ
ટહુકે=ટહુકા કરે
સ્વર ઝીણે=ઝીણા રાગથી
મંદ=ધીમો
સુવાસિત=સુ+વાસ+ઇત)+સારી વાસવાળો; સુગંધીદાર
ટાણે=વખતે
અક્રૂર=શ્રી કૃષ્ણના કાકા; શ્રી કૃષ્ણના ભકત
ભોર=મળસકું; સવાર
નરસહ્યાનો સ્વામી=શ્રી કૃષ્ણ ભગવાન
વિણ=વિના; વગર
સોર=અવાજ
જહારે=જયારે
ખટ=છ
સાધુ=જ્ઞાની
પરહરી=છોડી
સમરવા=યાદ કરવા
શ્રી હરિ=શ્રી કૃષ્ણ
જોગીઆ=જોગી
જોગ=પરમેશ્વર સાથે મન જોડવું તે
ભોગ=વિલાસ, મોજ
સદ્ગ્રંથ બાંધવા=સારી કવિતા રચવી
પતિવ્રતા=ધણીના હુકમમાં રહેનારી
કંથ=સ્વામી
ચિત્તધરવું=મનમાંલાવવું
મર્મ=ભેદ; છુપું કારણ; ભાવાર્થ
અવતરે=જન્મે

સવાર પડી એમ સમજીને પક્ષીઓ જાગ્યાં; ત્યાં કાગડા કા કા કરે છે; બપૈયા પક્ષી તો પીયુ પીયુ (વરસાદ) જોવાને તલપે છે વડની ડાળીઓપર સુડા કૌ કૌ કરે છે (ટેક) મોર પીછાં ઉંચા ને પહોળાં કરીને ટીહુક ટીહુક બોલે છે, (તે વખતે તેની) આંખમાંથી આંસુ પડે છે તે ઢેલ ઝીલે છે; (તેથી તેને ગર્ભ રહે છે.) ખાખરના (ઝાડ) પર શોભિતા પોપટ બોલે છે, અને કોયલ ઝીણા સ્વરથી ટૌકા કરે છે. (ટેક) વાછરડાં બાં બાં શબ્દ બોલે, તે સાંભળી ગાયો બાં બાં શબ્દ બોલે (મતલબ કે બરાડે) ઠંડો સુગંધી દાર પવન ધીમો વાય છે તે લુગડાં ઉંરાડીને હાલે છે. (ટેક) તે વખતે સવાર પડી ગઇ એમ સમજીને અક્રુર જાગ્યા, પણ નરસઇયાના સ્વામી (શ્રી કૃષ્ણ ભગવાન) સિવાય કોઇ જાણતું નથી કે ગોપીઓનો સાદ છે. (ટેક)

## પ્રભાતીઉં

જ્યારે પાછલી છ ઘડી રાત રહે ત્યારે સાધુ માણસે ઊંઘને છોડી દઇને ઊઠવું અને પરમેશ્વરનું સ્મરણ કરવું અને તું એક છે તું એક છે એમ બોલવું. (ટેક) જોગીઆ હોય તેમણે પરમેશ્વર સાથે મન જોડવું અને સંસારીઓએ ઉપભોગ છોડી દેવા. જે વેદીઆ હોય તેમણે ઇશ્વરી જ્ઞાન વિચારવું, જે વૈષ્ણવ હોય તેમણે શ્રીકૃષ્ણનું ભજન કરવું. (ટેક) સારા કવિ હોય તેમણે સારી કવિતા બનાવવી, અને જે દાતાર હોય તેમણે પુણ્ય કરવું; સતી સ્ત્રીએ ધણીને પુછવું અને ધણી કહે તે પ્રમાણે ચાલવું. (ટેક) આપણે આપણી ફરજો બજાવવી અને કામનો ઝીણો વિચાર કરી જોવો; નરસિંહના સ્વામીનું (શ્રી કૃષ્ણ ભગવાનનું) પ્રીતથી સ્મરણ કરે તો પુરુષ અથવા

ઐરીને બીજો જન્મ લેવા પડે નહિ મતલબ કે મોક્ષ પામે. (૨૪)

| પાઠ ૫૪. | કળ=કળતર | કલ્યાણ |
| --- | --- | --- |
| નિર્દોષ=બીનગુનેહગાર | ચણજો=બનાવજો | પ ણો=પત્થર |
| હસ્ત=હાથ | ઉપવન=વાડી | સામ્ય=બરાબરી; સર- |
| ફાર=ધારકો | કુદરતી=ઇશ્વરી; સ્વા- | ખાપણું |
| ક્રૂર=ઘાતકી | ભાવિક | સત્તા=અમલ |
| જખમ=ઘા | ક્ષેમ=આરોગ્ય; કુશળ; | |

તે નિર્દોષ પંખીડાની ઉપર પથરો ફેંકતા તો ફેંકી દીધો પણ અરરર ! તે તો છુટ્યો તેથી મનમાં ધારકો પડ્યો. અરેરે તે (પથરો) તેના શરીરપર લગ્યો કે તરત શ્વાસ બંધ થઇ જતમાં પાંખ ઢીલી (કમતાકાત) થવાથી તે ઝાડપરથી નીચે પડી ગયું (૧) જેને મેં પાળ્યું તે આ મારાજ હાથથી તરફડીને મરે છે, એમ જાણી ધડકને દીલે તેનાપર પણી છાંટયું તો પણ તે ઊડી શક્યું નહિ. અરે ! પણ ઘાતકી હાથે શરીરને જખમ કરેલો તે ક્યાંથી ઊડે? ઓહો એનું છેક કોમળ હૃદય તેથી તે ક્યાંથી ઊઠે ? (૨) પણ અરેરે જો દુઃખ નરમ પડયું ને એ આંખ તો ઉઘડી પણ એ મરી જશે કે જીવશે તે કોણ જાણી શકે ? પણ અહાહા ફરીથી આ વાડીના મીઠાં ફળો ખાવાને તેમજ ફરીથી મીઠાં (મનગમતાં) ગીત ગાવાને જીવ્યું. (૩) અરે પંખીડાં સુખેથી કંઇ ગીત બનાવજો અને ગાજો. શાને માટે મારાથી બીને આ રમત છોડી દઇને ઊડો છો ? પાસે જેવી ગાય ચરતી હતી તેવોજ હું (પામર પ્રાણી) છું. નહિ નહિ કોઇ દિવસ પણ તમારા શરીરને હું નુકશાન કરીશ નહિ. (૪) મેં માળીને પણ તમારા તરફ કંઇ પણ ફેંકવાની મના

કરી છે હંમેશાં મારી વાડી સર્વ પંખીડાને માટે ખુલ્લી છે, પણ માણસોથી બીવાની તમને (પક્ષીઓને) કુદરની આદત મળેલી છે. અને તેમાંજ તમે બધાંએ કલ્યાણ માન્યું તો મારાથી પણ ભલે બીતાં (૫) ઊડો તો અહા ! કોઇ ઘાતકી હાથનો (ઘાતકી માણસોનો) નક્કી ડર છે. તમારા તરફ ફેંકવો એ તો માણસોની રમત છે. કુદરતના સરખાપણાની સમજ ભૂલી જઇને નિર્દય માણસો તમારાપર આવી સત્તા ભોગવે છે, તેથી હું દુઃખી છું. (મનમાં દીલગીર થાઉં છું. (૬)

# પાઠવાર અઘરા શબ્દો તથા જોડાક્ષર.

| | | | |
|---|---|---|---|
| અવશ્ય | સ્થિર | ઋષિ | સ્વર્ગ |
| બુદ્ધિ | યુદ્ધ | નિષ્ઠ | સ્થિતિ |
| સ્નાયુ | તંદુરસ્તી | કર્તવ્ય | પૂર્ણ |
| વિદ્વાન | પ્રસન્ન | અમૂલ્ય | શ્વેતાંબર |
| પ્રયત્ન | શ્વાસ | સ્વછંદી | દિગંબર |
| ક્રિકેટ | ગ્યાસ | ઉંઘણસી | સિદ્ધાંત |
| સુસ્તી | ઉત્પન્ન | ધ્વનિ | તુર્કસ્તાન |
| ઇંદ્રિયો | નૈટ્રોજન | શોષાય | સ્તુતિ |
| બ્રહ્મચર્ય | ઓક્સિજન | નિર્બળ | સુન્ની |
| દ્વેષ | શુદ્ધ | કુતીર્ | જરતોસ્ત |
| નિશ્ચય | એસિડ | મિષ્ટાન્ન | ખ્રિસ્તી |
| દુર્ગુણ | જવાંમર્દ | સૂર્યોદય | પૌષ્ટિક |
| મૂર્ખાઇ | આયર્લાંડ | પ્રાતઃકાળ | પ્રોટેસ્ટંટ |

| | | | |
|---|---|---|---|
| આયુષ્ય | કોકેન | દ્રાવિડ | સંક્ષિપ્ત |
| અકસ્માત | પ્રાર્થના | ધર્મશાસ્ત્ર | સિક્કા |
| અણધાર્યું | શ્રદ્ધા | વિષ્ણુ | તામ્રપટ |
| સ્વસ્થ | વિદ્યાર્થી | ઇષ્ટ | વર્ણન |
| ગૃહસ્થ | શિષ્યવર્ગ | વ્રત | ચંદ્રગુપ્ત |
| શ્રીકૃષ્ણ | વૈષ્ણવો | સાંદીપનિ | સંન્યાસી |
| સેલ્યુકસે | મેગેસ્થિનીસ | આશ્ચર્ય | હસ્તિનાપુર |
| સ્પેન | વ્યવસ્થા | ધામષ્ટ | કૃષ્ણા |
| આગષ્ટ | ન્યાયાસન | પ્રીત | તુંગભદ્રા |
| સપ્ટેંબર | શ્રવણ | દ્રવ્ય | કાઠિઆવાડ |
| ચિહ્નો | મૃગચર્મ | ઉત્તેજન | જાન્યુઆરિ |
| સ્પષ્ટ | જ્ઞાતિ | ક્ષાત્રય | સંપ્રદાય |
| વૃક્ષો | ઋગ્વેદસંહિતા | વૈશ્ય | ફાર્બસ |
| સ્વાર્થ | વસિષ્ઠ | શુદ્ર | હિતેચ્છુ |
| હરિશ્ચંદ્ર | ભુજયુ | ધર્મોપદેશ | પદ્ધતિ |
| સત્યવાદી | અશ્વિનકુમાર | કાવ્યશક્તિ | વિશ્વામિત્ર |
| બ્રહ્મદેશ | વિશેષ | વર્ષાસન | સર્વસ્વ |
| ફાહ્યાન | સ્ટેશન | ધાર્મિક | પુષ્પ |
| મૂર્છના | બુદ્ધ | વિશ્વાસઘાતિ | ક્ષત્રિયાણી |
| પ્રસિદ્ધ | મૂર્તિ | કોલગ્યાસ | ધૈર્ય |
| બુટ્ટા | કાર્લી | યુક્ત | આમ્ર |
| અદ્ભુત | શિલ્પ | અત્યંત | સુદ્ધાં |
| ધાતુગર્ભ | ચક્રવર્તી | નિર્ધન | સ્તંભ |

| | | | |
|---|---|---|---|
| નિમિત્ત | સ્તબ્ધ | ભિક્ષુક | આશ્રય |
| અનંત | અડસટ્ટો | ક્ષણભંગુર | આકૃતિ |
| સ્લેટ | નિર્વાણ | પમકંમાવાસી | ગૃહસ્થાઇ |
| ભિક્ષાપાત્ર | શિક્ષણ | પ્રદક્ષિણા | વર્તણુંક |
| દિલ્હી | રિવાજ | અર્થે | સદાવ્રત |
| શ્રદ્ધા | શ્રીમંત | આદિત્યેશ્વર | ભૂસ્તર |
| પ્રવેશ | કવિત્વ | ગરૂડેશ્વર | અગત્ય |
| માર્કવસ | શૂલપાણીશ્વર | સ્વાશ્રય | વૂસ્ટર |
| મહંમદ | અલૌકિક | ઉદ્યમ | જેમ્સ |
| પેગમ્બર | મૃગલા | ઇસ્પિતાલ | સ્કોટલાંડ |
| શસ્ત્ર | નિર્ભય | ધનાઢ્ય | ગ્લાસગો |
| ઓઢો | બુટ્ટી | કીર્તિ | શાસ્ત્ર |
| વંશપરંપરા | પર્ણકુટી | અફગાનિસ્તાન | કુલાંડ |
| દમાસ્કસ | હૃદય | એશિઆઈ | ફુલ્ટન |
| પ્રપાત્ર | અતિથિ | માઈનર | જ્યોર્જ |
| વૃદ્ધિ | ખ્રિસ્તી | સ્ટીવન્સન | ધર્માધ્યક્ષ |
| આશિર્વાદ | પોર્ટુગાલ | ઈંજનેર | મુરબ્બી |
| લુગડાંલત્તાં | ભૂશિર | પાંત્રિસ | દષ્ટિ |
| સંકલ્પ | લિસ્બન | સત્તરમા | સંન્યાસી |
| વાસ્કોડાગામા | શોષણ | શ્લોક | ડાક્તર |
| મોઝાંબિક | સંસ્કૃત | કૃપણ | સૂંઠ |
| મિત્રતા | નાસ્તિક | સિંહલદ્વીપ | દ્રૌપદી |
| હુન્નર | કર્તા | મોલુક્કા | શીઘ્ર |

| | | | |
|---|---|---|---|
| પુસ્તકાલય | સંરક્ષણ | સમૃદ્ધિ | નળાખ્યાન |
| સંગ્રહસ્થાન | ઉત્તમ | પિત્તળ | સુભદ્રા |
| કિલ્લા | બ્રહ્માંડ | મલાક્કા | સુધન્વાખ્યાન |
| દ્વેષીલા | પિંડ | અશ્વમેધ | સદ્ગ્રંથ |
| શેષનાગ | પ્રફુલ્લતા | ધૃતરાષ્ટ્ર | સુવાસિત |
| ઉજ્જણ | સ્વાર્થ | યુધિષ્ઠિર | અક્રૂર |
| યઝદેજરદી | કૃત્ય | અર્જુન | ધર્મગ્રંથો |
| ધિક્કાર | દુર્યોધન | ઇત્યાદિ | શ્રીગોડ |
| બ્રહ્મદત્ત | સ્વાર્થી | વિદ્યાલય | વીરેશ્વર |
| ભૂષણ | નિષ્ફળ | વૃત્તિ | ઉર્મી |
| મીણબત્તી | સ્વયંવર | શય્યા | સિંહાસન |
| હિંમત | મચ્છવેદ | દર્શન | બત્રીસી |
| આશ્વિન | ઇંદ્રપ્રસ્થ | આત્રેયી | ચિત્રવિદ્યા |
| ખુદ્દી | રાજસૂય | દંડકારણ્ય | દુઃખભંજન |
| વૃદ્ધા | પ્રિય | સ્ફટિક | ગુપ્ત |
| વિઘ્ન | પ્રતિષ્ઠા | અષ્ટભુજ | દ્રોણાચાર્ય |
| વિદ્યાભ્યાસ | કીર્તિસ્તંભ | વર્ણાશ્રમ | વજ્રપાત |
| પ્રશ્ન | વાલ્મીકિ | સ્વરૂપ | ઋષ્યશૃંગ |
| મુદ્દું | સુગ્રીવ | ભિન્ન | કૌશલ્યા |
| સ્મશાન | પત્તો | શ્વાસોચ્છ્વાસ | પૈડું |
| સંભાષણ | વિષ્ટિ | પુષ્ટિ | કંકણ |
| અર્ધું | વિભીષણ | નિરર્થક | મહાત્મા |
| દીર્ઘસૂત્રી | ઇંદ્રજીત | સ્વપ્નો | મિશ્ર |

| | | | |
|---|---|---|---|
| છિદ્ર | નિરૂદ્યમી | છુટ્ટા | ગર્ભવંતી |
| નિસ્તેજ | સંવત્સર | મૂર્તિપૂજક | સદુપદેશ |
| થાણેશ્વર | લૂટ્યું | મશ્કરી | ત્વચા |
| વિનતી | મિટ્ટી | નામાંકિત | ક્રૂર |
| જાત્રાળુ | નિષ્ફળ | મુશ્કેલી | ઓઢીઆ |
| ઉત્પતિ | મુત્તલીબ | પર્યંત | સંદેશો |
| શૌર્ય | જેસુઇટ | પરિપૂર્ણ | યઝદેજર્દ |
| આશ્રિત | દીર્ઘદૃષ્ટિ | મયુરાસન | બાલ્યાવસ્થા |
| સૂક્ષ્મદર્શક | શબ્દવેધ | સભ્યતા | સમૃદ્ધિ |
| પુનર્લગ્ન | અહુરમઝ્દ | પંક્તિ | સૂદ |
| દેવનિઅર | કાષ્ઠપાષાણ | અગિઆરી | હર્ષવર્ધન |
| સિસોદીઆ | ફરિઆદ | સૃષ્ટિ | વરિઆત |
| શિલાદિત્ય | હોદ્દા | બુધું | અનુયાયી |
| હાલ્લાં | ધર્મિષ્ઠ | પદભ્રષ્ટ | સૂંઢ |
| અગ્રેસર | જિલ્લો | મદ્રેસા | ટાંગ્યું |
| ચાબુખીઆં | પ્રામાણિક | ટક્કર | અસ્તવ્યસ્ત |
| પોર્ટુગીઝ | વેનિસ | નિર્દય | પૃથ્વીરાજ |
| મુડદાં | પ્રતિધ્વનિ | ઝનુન | વિષમ |
| લૂટફાટ | ઉત્સાહ | તિરસ્કાર | ઉત્કંઠા |
| વિષ્ટિ | શિક્ષા | ઢોંગ | કટ્ટા |
| મંત્રી | નિષ્ઠા | ક્ષિતિજ | ગેરસપ્પા |
| ત્રાવણકોર | બિંદુ | સારાંશ | સ્નેહી |
| ધ્રુવ | નિરંતર | નમસ્કાર | ગોળાર્ધ |

| | | | |
|---|---|---|---|
| દ્વીપકલ્પ | નિકાસ | સપ્તઋષિ | કન્યાકુમારી |
| રત્નાગીરી | લુબ્ધક | કલકત્તા | અનુકૂળ |
| તેજસ્વી | બ્રહ્માંડ | મિતિ | બૃહત્લુબ્ધક |
| પુષ્કળ | પોષ | કૃતિકા | ધ્યાન |
| અક્ષાંશ | મધ્યમ | સિંકોના | રેખાંશ |
| રજપુતસ્તાન | પ્રત્યેક | પોંડીચરી | પ્રત |
| વિજાગાપટ્ટણ | વિષુવવૃત્ત | મદ્રાસ | ચિતેગામ |
| શુન્ય | આફ્રિઆબ | યુરેનસ | વર્તુળ |
| આશા | ત્રિદિશ | નેપ્ચ્યુન | કલ્પના |
| ગ્વાલીઅર | ક્ષેત્રફળ | બૃહસ્પતિ | ત્રાંસો |
| લખનૌ | સંયુક્ત | પ્રદક્ષિણા | નિયમિત |
| મછલીપટ્ટણ | વાયવ્ય | ધૂમકેતુ | લોર્ડ |
| બલુચિસ્તાન | સૂર્યમાળા | સહ્યાદ્રિ | ડેલહૌસી |
| કુર્ગ | નક્ષત્રો | સોલાપુર | બ્રહ્મપુત્રા |
| હૈદ્રાબાદ | પ્રકાશિત | શુળપાણી | ગોમરા |
| મ્હૈસુર | નેગાપટ્ટણ | દોરડું | કાશ્મીર |
| વિચિત્ર | એક્ટોરઆ | શિલ્પશાસ્ત્ર | સત્તા |
| ગઠ્ઠા | સ્વાદિષ્ટ | શ્રેષ્ઠ | પ્રતિનિધિ |
| પ્રકાશિત | કલ્પવૃક્ષ | જ્ઞાનતંતુ | નીમણુક |
| ચત્તો | મંદિર | રજ્જુ | સેક્રેટરી |
| દ્વિદળ | અદ્યાપિ | લેફટેનંટ | વજ્રપત્ર |
| અણીશુદ્ધ | કમિશનર | ફ્લમણી | સમાવે |
| રેસિડંટ | પુષ્પકોશ | સંપૂર્ણ | અભ્યાસી |

| | | | |
|---|---|---|---|
| હુસ્તક | સ્રીકેસર | મિશ્રણ | ઈંડિઆ |
| પુંકેસર | ઇયળ | ચિકાશ | ઓફિસ |
| અગ્ર | ઈંડું | ચિત્ત | વાયુશોષક |
| સંયોગ | દરમિઆન | ઉચ્ચાલન | સિદ્ધ |

## અપૂર્ણાંકના કેટલાક ધ્યાનમાં રાખવા જોગ નિયમો.

(૧) અપૂર્ણાંકમાં અંશ એ ભાજ્ય અને છેદ એ ભાજક છે. (૨) કોઇ પણ પૂર્ણાંક સંખ્યાને અપૂર્ણાંકમાં લખવી હોય તો છેદમાં એક મૂકવો. (૩) સમ અપૂર્ણાંકની કિંમત હંમેશાં એક કરતાં ઓછીજ હોય છે કારણ કે એમાં અંશ (ભાજ્ય) કરતાં છેદ (ભાજક) વધારે હોય છે. (૪) વિષમ અપૂર્ણાંકની કિંમત હંમેશાં એક અથવા એક કરતાં વધારે હોય છે કારણ કે એમાં અંશ અને છેદ સરખા હોય છે અથવા અંશ કરતાં છેદ ઓછો હોય છે. (૫) વિષમ અપૂર્ણાંકના અંશને છેદે ભાગી પૂર્ણાંક કાઢી શકાય છે. અને તેને ભાગાનુબંધ અપૂર્ણાંકનું રૂપ આપી શકાય છે. (૬) સમ અપૂર્ણાંકને ભાગાનુબંધ અપૂર્ણાંકનું રૂપ આપી શકાતું નથી. (૭) ભાગાનુબંધ અપૂર્ણાંક પૂર્ણાંક અને અપૂર્ણાંક મળીને થએલું છે. (૮) ભાગાનુબંધ અપૂર્ણાંકને વિષમ અપૂર્ણાંકનું રૂપ આપી શકાય છે. (૯) અપૂર્ણાંકના અંશ તથા છેદને એકજ રકમે ગુણવાથી અથવા ભાગવાથી અપૂર્ણાંકની કિંમતમાં ફેર પડતો નથી માટેજ અપૂર્ણાંકના અંશ અથવા છેદ ધાર્યા મુજબ લાવી શકાય છે. (૧૦) અપૂર્ણાંકોની કિંમત સરખાવવા માટે તેમને સમચ્છેદનું રૂપ આપવું કારણ કે છેદ સરખા થયા વગર કયું અપૂર્ણાંક મોટું છે કે નાનું તે જાણી શકાતું નથી. (૧૧) અપૂર્ણાંકોના અંશ જુદા જુદા હોય પણ છેદ એક સરખાજ

૬

હોય તો જે અપૂર્ણાંકનો અંશ વધારે હોય તે મોટું અને ઓછા હોય તે નાનું સમજવું. (૧૨) અપૂર્ણાંકના છેદ જુદા જુદા હોય પણ અંશ એક સરખાજ હોય તો જે અપૂર્ણાંકનો છેદ ઓછો તે મોટું અને વધારે તે નાનું સમજવું. (૧૩) સમ અપૂર્ણાંકના અંશ તથા છેદમાં એકજ સંખ્યા ઉમેરવાથી અપૂર્ણાંકની કિંમત વધે છે. (૧૪) વિષમ અપૂર્ણાંકના અંશ તથા છેદમાં એકજ સંખ્યા ઉમેરવાથી અપૂર્ણાંકની મૂળ કિંમત કાયમ રહેછે અથવા ઓછી થાય છે. (૧૫) જુદા જુદા છેદવાળા અપૂર્ણાંકોના સરવાળા, બાદબાકી કરવા હોય તો તે બધાં અપૂર્ણાંકોનો સમચ્છેદ કરવો પછી સરવાળો કે બાદબાકી કરવા. (૧૬) જુદા જુદા અપૂર્ણાંકોના સરવાળા, બાદબાકી એકઠા હોય તો તે બધા અપૂર્ણાંકોનો સમચ્છેદ કરવો. પછી જેટલી વત્તાની રકમ હોય તેના અંશનો અને જેટલી ઓછાની રકમો હોય તેના અંશનો જુદો જુદો સરવાળો કરવો. પછી વત્તાની રકમના સરવાળામાંથી ઓછાની રકમનો સરવાળો બાદ કરી બાકી રહે તેટલા અંશમાં લખી લઘુતમ છેદમાં લખવો. જો જવાબ અતિ સંક્ષેપરૂપમાં નહિ હોય તો અતિ સંક્ષેપ રૂપ આપવું. (૧૭) અપૂર્ણાંકના દાખલામાં જયારે એક કરતાં વધારે પદો કૌંસમાં આપ્યા હોય ત્યારે હંમેશાં કૌંસમાંના પદોનું પહેલાં સાદું રૂપ કરવું. અને કૌંસની પહેલાં જે ચિન્હ હોય તે સાદા રૂપને લગાડવું. (૧૮) એક અપૂર્ણાંકમાંથી બીજું અપૂર્ણાંક બાદ કરવાનું હોય છે પણ બાદ કરવાના અપૂર્ણાંકની કિંમત વધારે હોય તો તેમાંનું વત્તાનું અપૂર્ણાંક બાદ કરી જવાબની પહેલાં ઓછાનું ચિન્હ મુકવું. (૧૯) જુદા જુદા અપૂર્ણાંકોના સરવાળા, બાદબાકી, ગુણાકાર અને ભાગાકાર એકઠા

હોય ત્યારે ગુણાકાર ભાગાકારની રકમો કૌંસમાં છે એમ સમજીને પહેલાં તેને સાદું રૂપ આપવું પછીજ સરવાળો બાદબાકી કરવાં. (૨૦) અપૂર્ણાંકો ગુણાકાર ભાગાકારના સંબંધથી જોડાયલા હોય તો તે જે અનુક્રમમાં હોય તે અનુક્રમે ગુણાકાર ભાગાકાર કરવો. (૨૧) બે વિશેષ સંખ્યાનો ભાગાકાર કરતાં પહેલાં તેમને એક નામમાં આણવી પછી ભાગાકાર કરવો. (૨૨) વિશેષ સંખ્યાને વિશેષ સંખ્યાથી ભાગી શકાય પણ જવાબ સાદી સંખ્યા આવે. જેમકે ૨૫ રૂપીઆ ÷ ૫ રૂપીઆ જવાબ પાંચ. (૨૩) સાદી સંખ્યાને વિશેષ સંખ્યાથી ભાગી શકાય નહિ પણ વિશેષ સંખ્યાને સાદી સંખ્યાથી ભાગી શકાય અને જવાબ વિશેષ સંખ્યા આવે. (૨૪) અપૂર્ણાંકના દાખલામાં કૌંસની પહેલાં કાંઇ ચિહ્નન ન આપ્યું હોય તો ગુણ્યાનું ચિહ્નન સમજવું. (૨૫) અપૂર્ણાંકના દાખલામાં જે રકમો કૌંસમાં હોય તેની એક બનાવવી અને જેટલી રકમોની વચ્ચે ના, +, ÷, એ ચિહ્નનો હોય તેટલી રકમની એક રકમ બનાવવી અને ત્યાર પછીજ સરવાળો બાદબાકી કરવા. (૨૬) અપૂર્ણાંકના દાખલામાં "નો" વાળી રકમને ભાજક સમજવી અને તેટલા માટેજ "નો" વાળી રકમને ઉલટાવવી. (૨૭) અપૂર્ણાંકનો દૃઢભાજક કાઢવો હોય તો તેમને સંક્ષેપ રૂપ આપી અંશોનો દૃઢભાજક કાઢવો અને તેને અંશમાં લખી લઘુતમને છેદમાં લખવો. (૨૮) અપૂર્ણાંકનો લઘુતમ સાધારણ ભાજ્ય કાઢવો હોય તો તેને સંક્ષેપરૂપ આપી અંશોનો લઘુતમ કાઢવો અને તેને અંશમાં લખી છેદનો દૃઢભાજક કાઢી છેદમાં લખવો. (૨૯) જે રકમને "ને" લાગ્યો હોય તે રકમને બીજી રકમે ભાગવા: મતલબ કે "ને" વાળી રકમને ભાજ્ય સમજવી માટે તેને ઉલટાવવી નહિ.

(૩૦) અમુક રકમને કેટલાએ ગુણીએ તો આટલા આવે એમ કહ્યું હોય તો ભાગાકાર કરવો કારણ કે ગુણ્ય અને ગુણાકાર આપેલા છે તે ઉપરથી ગુણક શોધી કાઢવાનો છે. (૩૧) કઇ રકમમાંથી આટલા બાદ કરીએ તો આટલા આવે એમ કહ્યું હોય તો સરવાળો; કારણકે બાધાંક અને બાદબાકી આપેલા છે તે ઉપરથી અધીકાંક કાઢવાનો છે.

## અંકગણિતમાં વપરાતા કાર્યપ્રકાશક ચિહ્નોની સમજ.

+ (વત્તા) જે સંખ્યાની પહેલાં વત્તાનું ચિહ્ન હોય તે સંખ્યા તેની પહેલાંની બીજી કાંઇ સંખ્યામાં ઉમેરવાની છે એમ સમજવું પણ અપૂર્ણાંકોના સરવાળા બાદબાકીમાં પહેલી રકમને વત્તાની રકમ સમજવી જેમકે ૧૫+૧૨=૨૭.

—(ઓછા) જે સંખ્યાની પહેલાં ઓછાનું ચિહ્ન હોય તે સંખ્યા તેની પહેલાંની બીજી કોઇ સંખ્યામાંથી બાદ કરવાની છે એમ સમજવું જેમકે ૧૫—૫=૧૦

+ (ગુણ્યા) જે બે સંખ્યાની વચ્ચે ગુણ્યાનું ચિહ્ન હોય તે બે સંખ્યાનો ગુણાકાર કરવો જેમકે ૭+૫=૩૫

÷ (ભાગ્યા) જે સંખ્યાની પહેલાં ભાગ્યાનું ચિહ્ન હોય તે સંખ્યા વડે તેની પહેલાંની સંખ્યાને ભાગવી મતલબ કે જે સંખ્યાની પહેલાં ભાગ્યાનું ચિહ્ન હોય તે સંખ્યાને ભાજક સમજવી અને તેની પહેલાંની સંખ્યાને ભાજ્ય સમજવી. જેમકે ૧૮÷૯=૨ આમાં ૧૮ એ ભાજ્ય અને ૯ એ ભાજક છે.

ના જે બે રકમની વચ્ચે „ના" હોય તે બે રકમનો ગુણાકાર કરવો. "ના" ના સંબંધથી જોડાયલી સંખ્યાઓ

એકજ છે મતલબ કે કૌંસમાં છે એમ સમજી છુટી પાડવી નહિ જેમકે $\frac{૫}{૬}$ના $\frac{૩}{૮}$ના $\frac{૪}{૬}$ના $\frac{૧૫}{૩૬}-\frac{૫}{૬}$

(કૌંસ) { } [કૌંસ] કૌંસ પુરો જે રકમ કૌંસમાં હોય તેને પહેલાં સાદું રૂપ આપવું પહેલાં કૌંસને નાનો, બીજાનો વચલો અને ત્રીજાને મોટો કૌંસ કહે છે. પહેલાં નાના કૌંસને સાદું રૂપ આપવું. પછી વચલાને અને પછી મોટા કૌંસને આપવું.

જેમકે $\left\{ \frac{૫}{૬} \times \frac{૩}{૮} + \left( ૧\frac{૨}{૫} \text{ના} \frac{૩}{૮} \right) \right\}$ $\frac{૭}{૫} \times \frac{૩}{૮} = \frac{૨૧}{૪૦} = \frac{૫}{૬} \times \frac{૩}{૮} = \frac{૧૫}{૪૮}, \frac{૧૫}{૪૮} +$

$\frac{૨૧}{૪૦} = \frac{૭૫ + ૧૪૭}{૨૮૦} = \frac{૨૨૨}{૨૮૦} = \frac{૧૧૧}{૧૪૦}.$

=(બરાબર) જો બે રકમની વચ્ચે બરાબરનું ચિહ્ન હોય તે બે રકમ સરખી છે એમ સમજવું. જેમકે ૧ રૂ.=૧૬ આના.

## બ્રિટિશ હિંદના રાજકીય ભાગ.

હિંદના વાયસરોયની હકુમત નીચેના સઘળા મુલકને બ્રિટિસ હિંદ કહે છે. બ્રિટિશ હિંદમાં ચાર તરેહના રાજ્ય છે . (૧) બ્રિટિશ સરકારનો ખાલસા મુલક. (૨) નેપાળ [illegible] ભુતાનના સ્વતંત્ર દેશી સંસ્થાનો. (૩) ફ્રેંચ ને પો[illegible] [illegible]ગાઝના સ્વતંત્ર દેશી સંસ્થાનો. (૪) હિંદ માંહેલા [illegible]વા ખંડીઆ રાજ્યો.

### બ્રિટિશ હિંદના ખાલસા મુલકના રાજકિય ભાગ.

| પ્રાંતનું નામ. | મુખ્ય શહેર. | રાજ્ય ચલાવનાર. |
|---|---|---|
| ૧ મુંબઇ ઇલાકો | મુંબઇ | ગવર્નર |
| ૨ મદ્રાસ ઇલાકો | મદ્રાસ | ,, |
| ૩ બંગાળા ઇલાકો | કલકત્તા | ,, |

| | | |
|---|---|---|
| ૪ આસામ પ્રાંત | ગોહટી | લેફ્ટેનંટ ગવર્નર |
| ૫ બહારને ઓરિસ્સા | પટણા | ,, |
| ૬ આગ્રા તથા અયોધ્યાના સંયુક્ત પ્રાંતો | અલ્હાબાદ | ,, |
| ૭ પંજાબ પ્રાંત | લાહોર | લેફ્ટેનંટ ગવર્નર |
| ૮ વાયવ્ય તરફની સરહદનો પ્રાંત. | પેશાવર | ચીફ કમિશ્નર |
| ૯ મધ્યપ્રાંતો ને વરાડ | નાગપુર | ,, |
| ૧૦ અજમેર ને મેરવાડા | અજમેર | ,, |
| ૧૧ કુર્ગ | મર્કરા | ,, |
| ૧૨ બ્રિટિશ બ્રહ્મદેશ | રંગુન | ,, |
| ૧૩ બ્રિટિ બલુચિસ્તાન | ક્વેટા | ,, |
| ૧૪ આંદમાન બેટો | પોર્ટબ્લેર | ,, |

હિંદ માંહેલા દેશી રાજ્યોમાં નાનાં મોટા મળી ૮૦૦ દેશી રાજ્યો છે. મોટું દેશી રાજ્ય હૈદ્રાબાદનું છે. દેશી રાજ્યોના મુખ્ય બે વર્ગ થઇ શકે. (૧) વડી સરકારની સીધી હકુમતમાં રહેલાં રાજ્યો. (૨) પ્રાંતિક સરકા... ...ની હકુમતમાં રહેલાં રાજ્યો દરેક વર્ગમાં બે પ્રકારના રાજ્યો છે. (૧) પાસે પાસે ... આવેલાં દેશી રાજ્યોનો સમુદાય (એજન્સિ) (૨) છુટાં છુટાં આવેલાં જુદાં જુદાં રાજ્યો (સંસ્થાનો)

વડી સરકારના તાબામાં રજપુતાના. મધ્ય હિંદુસ્તાન, બલુચિસ્તાન, વાયવ્ય સરહદ. એ ચાર એજન્સિઓ અને હૈદ્રાબાદ, વડોદરા કાશ્મીર, મ્હૈસુર એ ચાર સંસ્થાનો છે. એ દરેકમાં વડી સરકાર તરફથી એજન્ટ રહે છે; એજન્સિઓના ઉપરીને એજન્ટ ટુ ધ ગવર્નર જનરલ ને સંસ્થાનના ઉપરીને રેસિડંટ કે એજન્ટ ટુ ધ ગવર્નર કહે છે. સમાપ્ત.

મેસર્સ. સી. ડી. શાહ એન્ડ કો. તરફથી બહાર પડેલી.

## લોકપ્રિય થઇ પડેલી અર્થની નોટો.

| | | | |
|---|---|---|---|
| બાળવર્ગની નોટ | ૦-૨-૦ | છઠ્ઠીના અર્થ | ૦-૯-૦ |
| પહેલીના અર્થ | ૦-૨-૬ | સાતમીના ,, | ૦-૧૦-૦ |
| બીજીના ,, | ૦-૪-૦ | કન્યા ૧લીના ,, | ૦-૪-૦ |
| ત્રીજીના ,, | ૦-૫-૦ | કન્યા ૨જીના ,, | ૦-૫-૦ |
| ચોથીના ,, | ૦-૭-૬ | કન્યા ૩જીના ,, | ૦-૭-૦ |
| પાંચમીના ,, | ૦-૮-૦ | ત્રિવેદી વા. પુ. ૧ ,, | ૦-૪-૦ |

ચોર્યાસી તાલુકાનો નકશો બે આના.

સુરત શહેરનો નકશો છપાય છે.

'બાળ ગરબાવળી'ની નોટ બે આના.

સી. એમ. શાહ—શાહપોર—સુરત.

---

બીજી ચોપડીનો "ડિકટેશન શિક્ષક" ત્રણ આના.

બીજા ધોરણ માટે સુરત શહેર તથા ચોર્યાશી તાલુકાનો "ભૂગોળ શિક્ષક" ત્રણ આના.

બીજા ધોરણનો 'મુખગણિત શિક્ષક' અઢી આના.

સુરત જિલ્લાનો નકશો ચાર આના.

સુરત જિલ્લાનો 'ભૂગોળ શિક્ષક' ત્રણ આના.

ગુજરાતની સામાન્ય ભૂગોળની પ્રશ્નોત્તરમાળા ૩ આના

ધોરણવાર 'મુખગણિત શિક્ષક' તૈયાર છે.